# દશનામ
ઇ સરક્યુલર



વર્ષ : ૦૨

●

અંક : ૧૪

●

ઓગષ્ટ ૨૦૨૩

●



તંત્રી

**લલિતપુરી રામપુરી ગોસ્વામી**

●

E-mail
dashnamcircular@gmail.com

●

પ્રકાશન અને સંકલન
લલિતપુરી આર. ગોસ્વામી
સુરત.
મો. 98985 50833

●

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.


●



તંત્રીલેખ...

## ઈમાનદારી, પરોપકારનો **નિશ્ચય** કરો...

મહેનત અને ધનનો સંબંધ જૂનો છે. કોઈની સાથે નસીબ અને ધનનો પણ ગાઢ સંબંધ હોય છે. આ ત્રણેય સંબંધને જોડવા જોઈએ. ધન મળે કે ન મળે, સંતોષ ટકી રહેવો જોઈએ. ઘણી વખત લોકો સંતોષના પડછાયામાં આળસુ બની જાય છે, એવું પણ ન કરવું જોઈએ. જૂના જમાનામાં લોકો ધન કમાવા માટે તમામ પ્રકારની ચેષ્ટાઓ કરતા હતા. આજના યુગમાં પણ ધન કમાવા માટે નવી-નવી તરકીબો અજમાવાય છે. એટલા માટે ધનને સંતોષ સાથે જોડવું જોઈએ. આપણે ત્યાં ઋષિ-મુનિઓએ ધનપર્વને દિવાળી સાથે જોડ્યું છે. આ દિવસો સંપત્તિની સમજના દિવસો છે. આ પાંચ-સાત દિવસોમાં આખા વર્ષની લક્ષ્મીના પ્રબંધને સમજવું જોઈએ. તેમાં વ્રત અને ઉપવાસ જોડીને ઈમાનદારી, સંતોષ અને પરોપકારનો દ્રઢ નિશ્ચય કરવો જોઈએ. આ પ્રસંગે સમાજ એકબીજા સાથે જોડાઈ જાય છે. તેનો સીધો અર્થ છે કે જો તમારી પાસે સંપત્તિ છે તો ઉદાર મનથી સૌને માટે ઉપયોગી બનાવો. આપવાનું સુખ પણ ઉત્સવ જ છે.

- લલિતપુરી આર. ગોસ્વામી

# ... અનુક્રમણિકા ...



દશનામ સમાજનું
# ગૌરવ...
એક હતા
# માનનિય શ્રી વી. વી. ગીરી...!

**એક માત્ર એવા રાષ્ટ્રપતિ, જેમના આખા પરિવારે આઝાદીની લડાઈમાં ભાગ લીધો હતો...**



- રમેશપુરી ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)

આઝાદ ભારતમાં અનેક નામો એવાં છે, જે આજે ગુમનામીમાં ધકેલાઈ ગયાં છે. રાજકિય કિન્નાખોરીથી અને માત્ર પોતાનાં પરિવારને જ આગળ કરવાની સતાની લોલુપતાનાં કારણે અનેક નામો પર સમયની ધુળ ચડી ગઈ છે, જેને આપણે વારંવાર ખંખેરીને જાગરૂકતા અભિયાન અંતર્ગત જન-જન સુધી પહોંચાડવાનું નાનકડું પગલું ભરીએ છીએ.

આવું જ એક ખોવાઇ ગયેલું નામ એટલે શ્રી વી. વી. ગીરી. ભારતનાં રાષ્ટ્રપતિ રહી ચૂકેલ આ વ્યક્તિ એટલા માટે ખાસ બની જાય છે કે એમની રાજકિય યાત્રા ચેન્નઇથી માંડીને આયરલેન્ડ, દિલ્હીથી માંડીને કેરળ, ઉતર પ્રદેશ સુધી ફેલાયેલી હતી. આ એકમાત્ર એવા રાષ્ટ્રપતિ હતા, જેમનાં આખા પરિવારે આઝાદીમાં ભાગ લીધો હતો. વકીલ પિતા, માં, પત્ની એમ સૌએ નાની મોટી ભૂમિકા ભજવી હતી.

ભારતના ચોથા રાષ્ટ્રપતિ વી. વી. ગીરીજી એટલે વિરાટ વ્યક્તિત્વ. એમનું આખું નામ વરાહગીરી વેંકટગીરી ગોસ્વામી. એમનો જન્મ ૧૦ ઑગસ્ટ, ૧૮૯૪નાં રોજ મદ્રાસ ( તામિલનાડુ) ચેન્નઇમાં દશનામ ગોસ્વામી સમાજમાં થયો હતો. એમનાં પિતા સફળ વકીલ તથા રાજનેતા હતા. માતા સુભદ્રા

અમ્માએ અસહકાર આંદોલન ચળવળમાં અને સવિનય કાનૂનભંગમાં સક્રિય ભૂમિકા ભજવી. રાષ્ટ્રભક્ત માતા-પિતાનાં સંસ્કારો બાળક વરાહમાં પણ ઉતર્યા. પત્નીનું નામ સરસ્વતી બાઈ. આ દંપતિને ચૌદ સંતાનો હતાં. ઓરિસા તરફ ગોસ્વામી સમાજ અગાઉ અલગ અલગ પેટા ઉપ સરનેમ ધારણ કરતા. નિયોગી બ્રાહ્મણ, જોગ્યા પંતુલુ. ઇત્યાદિ. પ્રાથમિક શિક્ષણ ગામમાં મેળવ્યા બાદ ઉચ્ચ અભ્યાસ માટે આયરલેન્ડ ગયા. ત્યાંથી કાયદાશાસ્ત્રી બનીને ભારત પરત ફર્યા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેઓ લંડનમાં હતા. ગાંધીજી સાથે મુલાકાત અવાર નવાર થતી રહેતી. આજે વિશ્વ ભરમાં ખ્યાતનામ રેડક્રોસ સંસ્થા સેવાકીય પ્રવૃતિઓ માટે જાણીતી છે, એ સમયે એ સંસ્થામાં જોડાઈને સેવા કરી. આ માટે ગાંધીજીનો આગ્રહ હતો કે અંગ્રેજોને ખુશ કરવા માટે પણ રેડક્રોસમાં જોડાવું જોઈએ. પણ, એમની ઈચ્છા સેવાની હતી. કોણ ખુશ થાય એ મહત્વનું નહોતું.

આઝાદીની એમની પ્રવૃત્તિઓ ખુબ વધી જતાં અંગ્રેજો દ્વારા ૧ જૂન, ૧૯૧૬ નાં રોજ ડરબન છોડી દેવા હુકમ કરાયો. આ માટે નોટીસ મોકલાઈ. તારીખ ૨૪ ઑગસ્ટ, ૧૯૬૯ નાં ભારતનાં ચોથા રાષ્ટ્રપતિ તરીકે શપથ લીધા. આ આશાન નહોતું. દેશ આઝાદ થઈ ગયો હતો, રાજકિય પદની ઈચ્છાઓ રાખનારાઓનો રાફડો ફાટયો હતો. ઇન્દિરા ગાંધીના કાર્યકાળ દરમિયાન ગીરી એમને પણ ગાંઠતા નહીં. એવી શરૂમાં વાતો ફેલાઈ, જે અંતે રબર સ્ટેમ્પ સુધી પહોંચી. પણ, વિરોધીઓને ગણકાર્યા વગર કામને ધર્મ માન્યો. ઉતરપ્રદેશમાં ચરણસિંહની સરકાર બરખાસ્ત કરવા જેવા મોટા નિર્ણયને ઇન્દિરા ગાંધીને પૂછ્યા વગર જ પાસ કર્યો હતો અને ચુંટણીની મંજુરી આપી.

કાર્યકાળ દરમિયાન ૨૨ દેશોની ૧૪ રાજ્ય યાત્રાઓ કરી હતી. ભારતરત્ન સહિત અનેક દેશ- વિદેશનાં સન્માન મળ્યાં હતાં. તેઓ સારા કલમવીર પણ હતા. પોતાનાં સંસ્મરણો "માય લાઇફ એન્ડ ટાઈમ્સ" અને ભારતીય મજૂર સમસ્યાઓ અને તેનાં નિરાકરણ સુચવતાં બે પુસ્તકો પણ લખ્યાં હતાં. ગરીબોનાં





નોંધ મળતી નથી. આઇરિશ ઇતિહાસકાર કોનર મુલવાએ આઇરિશ ડેઝ, ઇન્ડિયન મેમોરિઝ: વી.વી. ગીરી એન્ડ અધર સ્ટુડન્ટ્સમાં લખ્યું છે કે ગીરી લંડનમાં ગાંધીને અવાર નવાર મળતા. મદ્રાસ હાઈકોર્ટમાં વકીલાત કરી. ૧૯૨૦ માં ગાંધીજીની અસહયોગ આંદોલનમાં ભાગ લીધો. એ બદલ જેલ હવાલે કરવામાં આવ્યા. મજૂર સંગઠનમાં જોડાયા (૧૯૨૩). ઓલ્ ઇન્ડિયા રેલ કર્મચારી ફેડરેશનના મહા સચિવ બન્યા. અંતિમ તબક્કાનાં માણસ સુધી હકક, સુવિધા મળે એ માટે સતત લડતા રહ્યા. બંગાળ - નાગપુર રેલ્વે સંગઠનની સ્થાપના કરી. ૧૯૩૮ નાં વચગાળાની સરકારમાં મદ્રાસ શ્રમમંત્રી તરીકે નિમણૂક પામ્યા. આઝાદ ભારતમાં પણ શ્રમમંત્રી તરીકે ફરજ બજાવી. ઉતર પ્રદેશ, કેરળ, કર્ણાટકનાં રાજ્યપાલ બન્યા. આઝાદ ભારતમાં નવા પરિપેક્ષ સ્થપાઈ રહ્યાં હતાં.

બેલી, રાષ્ટ્રપતિ તરીકે ઓળખાતા આથી એમનાં મરણોપરાંત સન્માનમાં રાષ્ટ્રીય શ્રમ સંસ્થાનનું નામ બદલીને વી. વી. ગીરી રાષ્ટ્રીય શ્રમ સંસ્થાન કરવામાં આવેલ. આ એકમાત્ર એવા રાષ્ટ્રપતિ હતા, જેમણે પરિવાર સમેત આઝાદી ની લડાઈ માં ભાગ લીધો હતો. એમની લોકપ્રિયતા એ વાત થી સાબિત થાય છે કે અપક્ષ ઉભા રહી ને રાષ્ટ્રપતિ બન્યા હતા. શરૂમાં સૌએ ઉપેક્ષા કરી હતી, પણ ત્યાર બાદ એમની વિરાટ પ્રતિભા સામે પક્ષ, વિપક્ષ બધું જ વિરમી ગયું હતું અને તેઓ જીતી ગયા હતા. આયેલેન્ડની આઝાદીમાં ભાગ લઈને વસુદેવ કુટુંબકમનો મંત્ર સિધ્ધ કર્યો હતો. એક સમયે ગાંધીજીનાં નિકટ હતા. ગાંધી અને ગીરી (બંનેની જોડી જામતાં અખબારોએ એક શબ્દ પ્રયોગ કર્યો હતો. ગાંધી-ગીરી. અર્થાત, ગાંધી અને ગીરી. જે બાદમાં બીજા સંદર્ભમાં વપરાવા લાગ્યો) બંને વચ્ચે કોઈ મોટા મતભેદ હોય એવું લાગતું નથી. ક્યાંય

પશ્ચિમી વિચારધારા ડાબેરી અર્થાત વામપંથની ૧૯૬૦ માં કેરળમાં સરકાર બની. આ વામને નાથવો જરૂરી હતો. મુખ્યમંત્રી બન્યા કામરેડ નંબુદિરીપાદ. ડાબેરી વિચાર ભારતમાં પાંગરી રહ્યો હતો. એને નાબૂદ કરવો અત્યંત જરૂરી હતો. આથી કેરળનાં રાજ્યપાલ ગીરીએ જવાહરલાલ નહેરુ સહિતનાં નેતાઓને

કહીને યેન કેન પ્રકારે પોતાની વાત મનાવીને સરકાર બરખાસ્ત કરાવી. ૧૩ મે, ૧૯૬૯નાં ઉપરાષ્ટ્રપતિ તરીકે ચુંટાયા. જે કોંગ્રેસ માટે જીવન ભર કામ કર્યું, એ પક્ષ દ્વારા તાસકમાં કંઈ પીરસાયું નહોતું. અવગણના ભાંખી જઈને ગીરીએ અપક્ષ ઉમેદવારી નોંધાવી. ઇન્દિરા ગાંધી ગુંગી ગુડિયા (આ લેબલ લોહિયા એ લગાવેલું.) ની ઈમેજમાંથી બહાર આવી રહ્યાં હતાં. એ પોતાનાં જ માણસોને આસપાસ ઈચ્છતાં હતાં. આથી એમની પસંદગી અન્ય કોઈ હતી. પણ ગીરીની ઈમેજ જોઇને પોતાનાં ઉમેદવારનો પ્રચાર પણ ખુલીને કરી શક્યાં નહીં. મોભમ્ માં કહ્યું હતું કે, તમારા અંતરાત્માનો આવાજ સાંભળીને નિર્ણય લેજો.




અને સૌએ અંતરાત્માનો આવાજ સાંભળ્યો. કોંગ્રેસનાં ઉમેદવાર નીલમ સંજીવ રેડ્ડી હારી ગયા, ગીરી જીતી ગયા..!

અલબત, રાજકારણમાં ટકવું આસન નહોતું. એક તરફ હતી સ્થાપિત પાર્ટી, બીજી તરફ વન મેન આર્મી જેવા ગીરી. પણ છતાં, ક્યારેય મચક આપી નહીં. પણ ત્યાર બાદ સરકારનાં વફાદાર હોવાનું આળ પણ લાગ્યું. રાજકિય મજબૂરી કે અન્ય કોઇ કારણ, પણ એક સમય બાદ ગીરીને સમજાવી લેવાયા. રાજકારણમાં ટિક્કા ટિપ્પણી વગર કોઈ બાકાત રહી શકે નહીં. આ તમામ સાથે બન્યું છે અને બનતું રહેવાનું છે. પણ પોતાનાં સિધ્ધાંતો સાથે ક્યારેય બાંધછોડ કરી નહીં.

એમને ચૌદ સંતાનો હતાં. રાજકિય ટિક્કા, ટિપ્પણીઓને બાદ કરતાં અન્ય કોઈ આળ કે ગાળ જીવન પર્યંત લાગી નહીં. રાજાઓનાં સલિયાંણાં બંધ કરવા બાબતે ઇન્દિરા ગાંધીનું કહ્યું માન્યું અથવા માનવું પડ્યું. ભારતમાં રાષ્ટ્રપતિ ભલે સંવિધાનમાં ઊંચો હોદ્દો હોય, પણ તે આખરે વડાપ્રધાનને વફાદાર રહે છે, અથવા રહેવું પડે છે. તમામ પક્ષો પોતાનાં વફાદારને પસંદ કરે છે. આઝાદી બાદ શરૂઆતથી જ રાષ્ટ્રપતિઓ જે તે પક્ષનાં કહ્યાગરા થઈ ગયા છે. પોતાની રીતે, સ્વતંત્ર રીતે સંજ્ઞાન લઈને કોઈ કાર્યવાહી, અધ્યાદેશ, કાનુન બદલવા, નવા કાનુન પાસ કરવા જેવાં કેટલાંય કામોમાં રાષ્ટ્રપતિઓ અગ્રસર રહેતા નથી. શરૂમાં આ પદ જાણે કે ફાંસીની સજાને દયા યાચિકા માટે જ હોય એમ ખુબ દયા યાચિકાઓ દાખલ થતી. (પહેલાં આતંકવાદ પણ ખુબ હતો.)

૨૪ ઑગસ્ટ, ૧૯૮૦ નાં દિવસે એમનું નિધન થયું.

**અવતરણ :**

નાનકડા ગામડાના એક છોકરાએ સ્વબળે આગળ વધી, દેશ- દુનિયામાં રાજકિય યાત્રા કરી, અનેક એવોર્ડ, અનેક પદ, અનેક ઉચ્ચ સન્માન મેળવીને જૈફ વયે આ ફાની દુનિયાને અલવિદા કહ્યું અને અંતે આ મહાન આત્મા સમાધિસ્થ થઈ ગયા.

પાઠ્યક્રમમાં સ્થાન આપીને સરકાર કૃતાર્થ થાય.

આવા મહાન આત્માને કોટિ કોટિ વંદન. ઓમ નમો નારાયણ...

## જામજોધપુર દશનામ ગોસ્વામી જ્ઞાતિ સમાજના વિદ્યાર્થીઓનો સન્માન કાર્યક્રમ યોજાશે...

જામજોધપુર દશનામ ગોસ્વામી જ્ઞાતિ સમાજના તેજસ્વી વિદ્યાર્થીઓને પ્રોત્સાહિત કરવા દર વર્ષની માફક આ વર્ષે પણ બારમા 'શારદા અભિવાદન સમારોહ - 2023 નું આયોજન તા. 13/08/23, રવિવારના રોજ કરવામાં આવેલ છે જેમાં એલકેજી થી ડીગ્રી કોર્સ સુધીના વિદ્યાર્થીઓને કીટ તેમજ સ્કૂલબેગ અને શિલ્ડ આપી સન્માનિત કરવામાં આવશે. આ શુભ પ્રસંગે સંતો મહંતો તેમજ સમાજના આગેવાનો બહોળી સંખ્યામાં ઉપસ્થિત રહેશે, તેમ જ્ઞાતિ સમાજના પ્રમુખ શૈલેષગીરી બળવંતગીરી ગોસ્વામી એ એક યાદીમાં જણાવેલ છે.

G.Publications & Family




Heartily
**Welcome**
to **INDIA**
& Congratulations

for
completing
**M.B.B.S**
successfully.



**Dr. Pinak Gosai**
M.B.B.S.

FROM

Lalit Goswami
Graphic Designer

+91 98985 50833 lrgsurat@gmail.com

‘દશનામ સરક્યુલર’ અંક
દર મહિને વિના મૂલ્ય પ્રાપ્ત કરવા
**સ્કેન કરો** અને **વોટ્સએપ ગ્રુપ** જોઈન કરો.




**DASHNAM Circular**
WhatsApp Group



# હાર્દિક **અભિનંદન**

ગોસ્વામી **ફાલ્ગુની** સુભાષગીરી (સુરત)




**સુરત ગોસ્વામી** સમાજનું **ગૌરવ**







# સુરત દશનામ ગોસ્વામી સમાજનું ગૌરવ

નેપાલ ખાતે **તૃતીય સાઉથ એશિયન યોગા સ્પોર્ટસ ચેમ્પિયનશિપ-૨૦૨૩ એશિયા** લેવલે **દ્વિતીય સ્થાન** પ્રાપ્ત કરનાર સુરતની

## ફાલ્ગુની સુભાષગીરી ગોસ્વામી



નેપાલ ખાતે તૃતીય સાઉથ એશિયન યોગા સ્પોર્ટસ ચેમ્પિયનશિપ-૨૦૨૩નું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં ૧૫ જેટલા દેશોએ ભાગ લીધો હતો અને ૨૦૦ જેટલા સ્પર્ધકોએ ભાગ લીધો હતો.

આ યોગા ચેમ્પિયનશિપમાં ફાલ્ગુની સુભાષગીરી ગોસ્વામી સુરતનાએ આપણા ભારત (India) દેશ તરફથી પ્રતિનિધિત્વ કરી એશિયા લેવલે દ્વિતીય સ્થાન પ્રાપ્ત કરી સમગ્ર ગોસ્વામી સમાજનું તેમજ સુરત - ગુજરાત-ભારત દેશનું ગૌરવ વધાર્યું છે. આ સિદ્ધિ પ્રાપ્ત કરવા બદલ દશનામ સરક્યુલર પરિવાર હાર્દિક અભિનંદન પાઠવે છે અને આવનારા સમયમાં પણ સફળતાના ઉચ્ચ શિખરો અવિરત સર કરતા રહો એવી શુભેચ્છાઓ તથા પરમકૃપાળુ પરમાત્મા અને પરમ ઉપકારી ગુરૂદેવશ્રીની અમીદ્રષ્ટી આપના પર હંમેશા વરસતી રહો એજ અભ્યર્થના.



# વરસાદની સીઝનમાં કાર પાણીમાં ફસાય તો શું કાળજી લેવી જોઈએ ?



પ્રતિકપુરી એમ. ગોસ્વામી
જામજોધપુર

**પાણીમાં ફસાયા બાદ ગાડીનું AC બંધ કરો :**

પાણીમાં ફસાયા બાદ ક્યારેય ગાડીનું એસી ઓન ન કરો. પરંતુ તેને બંધ રાખો અને વિન્ડો ગ્લાસ ખોલી નાંખો. એસી ઓન કરી ગાડી ચલાવવાથી પાણી એન્જીનમાં ઘુસી શકે છે. જેનાથી ગાડી બંધ થવાના ચાન્સ વધી જશે.

**સેન્ટ્રલ લોકિંગ સિસ્ટમ બંધ કરો :**

વરસાદના સમયે ગાડીની સેન્ટ્રલ લોકિંગ સિસ્ટમને ઓફ કરી દો. જો ઓન રહેશે તો એન્જીન ઓફ થવા પર પણ બંધ થઈ શકે છે. પરિણામે ગાડીના ડોરને લાખ પ્રયત્ન કરવા છતાં પણ ખોલી શકાશે નહીં.

**બ્રેકડાઉન થવા પર એન્જીનને ચાલુ કરવાની કોશિશ ન કરો :**

વરસાદના પાણીમાં કારની બ્રેકડાઉન થવા પર ક્યારેય એન્જીનને ચાલુ કરવાની કોશિશ ન કરો. આ સ્થિતિમાં ગાડીને ધકકા મારીને બહાર સુરક્ષિત સ્થાન પર લઈ આવવી જોઈએ.

**એન્જીન થઈ શકે છે સીઝ :**

જો તમે પાણીમાં ફસાયા બાદ ગાડી સ્ટાર્ટ કરવાની કોશિશ કરશો તો તેનાથી એન્જીન સીઝ થઈ શકે છે. એન્જીન સીઝ થવા પર ઈન્શ્યોરન્સ કંપની તરફથી કોઈ પ્રકારનો કલેમ નહીં મળી શકે.



પ્રવિણગીરી જે. ગોસાઈ
જામનગર



# જીવનના દાખલા...!

જહાજો એ ડૂબાડી દીધાંના દાખલા છે,
ને તણખલાઓએ તારી દીધાંના દાખલા છે..!

હસ્તી ક્યાં હતી એક રાજા આગળ એની છતાંય,
જાળ કાતરી ઉંદરે સિંહ છોડાવ્યાના દાખલા છે.

છો તાકતવર તમે પણ અન્યને કમજોર ના સમજો,
અહીં દોડમાં કાચબાએ સસલાને હરાવ્યાના દાખલા છે.

સાહ્યબી પડખાં ઘસે છે રાતભર રેશમી તળાઈઓમાં,
ને કાળી મજૂરી રસ્તાની કોરે ચેનથી સૂતાંના દાખલા છે.

દવાઓ બધી નાકામ થઈ ગઈ મરણપથારી પર,
ત્યારે કોઈની દુઆઓએ અસર દેખાડ્યાનાં  દાખલા છે.

વ્હાલા મિત્રો...
ક્યાં રહે છે આ જગતમાં કોઈ કાયમ, કારણ કે,
જેના જનમના દાખલા છે, તેના મરણનાંય દાખલા છે..!





સુરજપુરી ડી. ગોસ્વામી
સુરત

# મારી પાસે **મોબાઈલ** છે...

હવે એકલું એકલું લાગતું નથી
- મારી પાસે મોબાઈલ છે
મારે લગભગ કોઈની જરૂર નથી
- મારી પાસે મોબાઈલ છે
મારે કોઈના સાથની જરૂર નથી
- મારી સાથે મોબાઈલ છે
મિત્રોને પણ બહુ મળવાનું થતું નથી
- મારી પાસે મોબાઈલ છે
કોઈનું દુ:ખ કે તકલીફ મારાથી અનુભવાતું નથી
- મારી પાસે મોબાઈલ છે
ખુદને પણ ખુદથી દૂર રાખું છું
- મારી નજીક મોબાઈલ છે



પણ હવે. . .
ઉંમર થવા લાગી છે, થાક લાગે છે અને હાથ કાંપે છે....
આ જોઈ મોબાઈલે મને છોડી દીધો છે !!

હવે....
એકલું એકલું લાગે છે, મારે કોઈને મળવું છે,
મારી તકલીફ વિશે કહેવું છે, હવે હરકોઈની મારે જરૂર છે,

**પણ અફસોસ...**
**એ બધા પાસે મોબાઈલ છે.....**




**શ્રી દશનામ ગોસ્વામી જ્ઞાતિ મંડળ (રજી. ટ્રસ્ટ) જામનગર** સંચાલિત

**શ્રી ચેતનગીરી મધુગીરી ગોસ્વામી**

# દશનામ ગોસ્વામી મેડિકલ ભવન - અમદાવાદ

**સિવિલ હોસ્પિટલ, ગેઈટ નં. ૫ ની સામે, મુખીવાસ, જહાંગીરપુરા,**
**અસારવા, અમદાવાદ. M.: 98984 16915**

**શ્રી દશનામ ગોસ્વામી** સમાજના દર્દી પરિવારને
**વિનામુલ્યે** (નિઃશુલ્ક)
**રહેવાની** સુવિધા પુરી પાડતું **ભવન.**

## આ કલ્યાણકારી સેવાકીય કાર્યમાં યથાશક્તિ સ્વૈચ્છીક યોગદાન આપી આભારી કરશોજી.

**મેડિકલ ભવન માટેનું આપવામાં આવેલું દાન સંપૂર્ણપણે આવકવેરા નિયમને આધિન 11(B)80G(5)25/11-12/903 JAMNAGAR DT: 29/6/2912 ના આધારિત આવકવેરામાં માફી પાત્ર છે.**

**SCAN TO PAY**
**WITH ANY BHIM UPI APP**



:: બેંકની વિગત ::

ખાતાનું નામ : **શ્રી દશનામ ગોસ્વામી જ્ઞાતિ મંડળ જામનગર**
બેંકનું નામ : **બેન્ક ઓફ બરોડા** (લાલ બંગલા શાખા) જામનગર.
ખાતા નંબર : **58090 10000 0447**
IFSC Code : **BARB0LALJAM** (Fifth Letter is ZERO)

**:: વહીવટી કાર્યાલય ::**

**શ્રી હેમેન્દ્રગીરી સુંદરગીરી ગોસ્વામી**
સ્વામિનારાયણ નગર, શેરી નં. ૫ (બંધ શેરીના નાકે), હાલાર હાઉસ પાછળ,
જામનગર-૩૬૧૦૦૧. **M.: 98248 88187**

**સમાજ**
સેવા

# સાચો સમાજ સેવક કોણ બની શકે...?

* મને જાણ ન હતી એટલે નાં આવ્યો.
* મારો ફોટો ના છાપવામાં આવ્યો એટલે ના આવ્યો.
* આમંત્રણ પત્રિકામાં નામ ના હતું એટલે ના આવ્યો.
* ફલાણો મારો વિરોધી છે એટલે ના આવ્યો.
* મને એમાં કંઈ મળવાનું નથી એટલે ના આવ્યો.
* મને હોદ્દો ના મળ્યો એટલે નથી આવતો.
* મને કોઈ સાંભળતું નથી એટલે ના આવ્યો.
* મને સ્ટેજ ઉપર ના બેસાડયો એટલે નથી આવતો.
* મારું સન્માન ના કર્યું એટલે નથી આવતો.
* મને બોલવાની તક ના આપી એટલે નથી આવતો.
* ફલાણા મારા વિરોધી ગૃપના છે એટલે નથી આવતો.
* મારા વિરોધીને વધારે મહત્વ આપવામાં આવે છે એટલે નથી આવતો.
* મારી વિરુદ્ધના લોકો ને કાર્યક્રમમાં બોલાવવામાં આવે છે એટલે નથી આવતો.
* મારા વિચારો-રજુઆતને બહુમતીથી ઉડાવી દેવામાં આવે છે એટલે નથી આવતો.
* વારંવાર આર્થિક બોજો મારા ઉપર જ નાખવામાં આવે છે એટલે નથી આવતો.
* બધું કામ મને જ સોંપવામાં આવે છે એટલે નથી આવતો.
* હોદ્દેદારો મનમાની કરે છે એટલે નથી આવતો.
* હિસાબો આપતા નથી કે કોઈ મંતવ્યો લેતા જ નથી એટલે નથી આવતો.
* સમય નથી મળતો એટલે નથી આવતો.
* મારું નામ છાપામાં ના આપ્યું.
* હું વક્તા છું પણ મને માઇક નથી આપતા એટલે નથી આવતો.
* હું દાન આપુ પણ મારું સન્માન થાય તો બાકી મને રસ નથી એટલે હું ના આવું.
    - શું હું સમાજ સેવક છું ?
    - મને આવું કાઇ લાગુ પડે છે ?
    - માત્ર મારે મારા માટેજ વિચારવાની જરૂર છે કે મને કાઇ લાગુ પડતું હોય તો શક્ય હોય એટલે ફેરફાર કરું.
    - બાકી કોઈ સમાજનું જેવું કામ કરે એને એને નળું નહિ.
    - મારી વાહ વાહ સાંભળવા બીજાને આગળ જતા રોકું નહિ કે એની પડતી વાત ના કરું. વગેરે વગેરે.

**આટલા માટે આપણે સમાજ સેવક બન્યા છીએ ?**

સમાજ સેવા એટલે આ તમામ બહાનાઓનો ભોગ આપવો તે. જે ભોગ આપી શકે એજ સાચો સમાજ સેવક... બાકી સમાજ સેવાનો ઢોંગ કરનારા શેરીએ શેરીએ ગલીએ ગલીએ મળે છે, પણ સાચું કાર્ય એજ છે જે સમાજના હિતને સર્વોપરી બનાવી જાણે. એટલે જ કહ્યું છે કે...

**'સમાજ સેવા એ તલવારની ધાર પર ચાલવાનું કામ છે અને એમાં નહિ કાયરનું કામ.'**

# વિરૂદ્ધ આહાર



## આ **ખોરાક** ક્યારેય ભૂલથી પણ એકબીજાની **સાથે** ન લેવા... **સ્વાસ્થ્ય** માટે **હાનિકારક** છે...

ડૉ. નંદિની એસ. ગોસાઈ
જામનગર



**આ ખોરાક ભૂલથી પણ એક બીજાની સાથે ન લેવા**

* દૂધ સાથે મીઠાવાળી વસ્તુ લેવાથી સ્કિન પ્રોબ્લેમ થાય છે.
* દૂધ સાથે ખાટી વસ્તુ કે ખાટા ફળો પણ ન લેવા જોઈએ.
* દૂધ સાથે તરબૂચ / ટેટી ન ખાવી જોઈએ.
* દૂધ સાથે ડુંગળી / લસણ ન લેવું. ચામડીના રોગ થઈ શકે છે.
* તરબૂચ-ટેટી ખાધા પછી તરત પાણી પણ ન પીવું. તે બહુ જોખમી છે. તરબુચ સાથે દૂધ પીવું તે બહુ જોખમી છે.
* ખીર સાથે રાયતું ન ખાવું.
* મધ અને ઘી એકસાથે ન ખાવું.
* અડદની દાળ અને દહીં સાથે ન ખાવું.
* મધ અને ગરમ પાણી સાથે ન લેવું.
* દૂધ પાક સાથે છાશ કઢી તેમજ તીખો ખોરાક ન લેવો.

# શિવકથાકાર

...આગામી કથા...

ભીમાશંકર જ્યોતિર્લિંગ
તા. ૦૯-૦૮-૨૦૨૩ ને બુધવાર થી



પ.પૂ. શ્રી **નિલેશગીરી બાપુ** (સુરતવાળા)

મંદિર - ગૌશાળા - વૃદ્ધાશ્રમ - અનાથાશ્રમના લાભાર્થે તેમજ ધાર્મિક કાર્યમાં શિવકથાના આયોજન માટે સંપર્ક કરી શકો છો.

સંપર્કસૂત્ર : 91061 30318, 98794 56999

**બોધ**
કથા





# દ્રષ્ટિકોણ અનેક સત્ય એક...

મંથનપુરી એલ. ગોસ્વામી
સુરત



**દ્રશ્ય :**

**એક વ્યક્તિ ઓડી કારમાંથી ઉતરી ચાર રસ્તા પર આવેલી એક લારી પર પાણીપૂરી ખાવા લાગ્યો.**

**દ્રષ્ટિકોણ 1 :**

**જોયું, આ લારી પર ઓડીવાળા પણ પાણીપૂરી ખાવા આવે છે.**

**દ્રષ્ટિકોણ 2 :**

**જોયું, ભાઈ પાસે ઓડી આવી ગઈ પણ લારી પર પાણીપૂરીની આદત નથી છૂટી.**

**સત્ય :**

**માલિકને ઘરે મૂકીને ડ્રાઇવર ગેરેજમાં ગાડી આપવા જતો હતો ને વચ્ચે પાણીપૂરી ખાવા ઊભો રહી ગયો.**

**આપણાં બધાનું આવું જ છે. ઘટના, પ્રસંગ કોઈપણ હોય એના મૂળમાં જવામાં કોઈને રસ નથી બસ પોતાનાં દ્રષ્ટિકોણથી વાતને સમજીને વાદ-વિવાદ અને સંવાદ કરવા લાગીએ છીએ. સત્યની શોધમાં કોઈને રસ નથી ?**



દર્શનપુરી ડી. ગોસ્વામી
સુરત

* ભૂરો : બુશકોટ બતાવો ને.
દુકાનદાર : લ્યો આ પીટર ઈંગ્લેન્ડનો બુશકોટ જુઓ.
ભૂરો : આની શું કિંમત છે?
દુકાનદાર : ૩૫૦૦ રૂપિયા.
ભૂરો : પીટર રાજકોટનો બતાડો ને.

* * *

* શિક્ષક : જો આપણી સ્કુલની સામે કોઈ બોમ્બ મૂકી જાય તો તમે શું કરશો?
ભૂરો : પાંચ-દશ મિનિટ રાહ જોઈશ, જો કોઈ લેવા ના આવે તો સ્ટાફરૂમમાં જમા કરાવી દઈશ.
નિયમ ઈ નિયમ...

* * *

* પતિ : માય કમ્પ્યુટર પર રાઈટ કિલક કર.
પત્ની : કર્યું.
પતિ : ફોલ્ડર ખૂલ્યું ?
પત્ની : હા
પતિ : હવે ઉપર જો શું દેખાય છે?
પત્ની : પંખો.
પતિ : લટકી જા?

* * *

* બકો લગ્નમાં જમવા ગયો.
ત્યાં પ્લેટ પર મૂકેલ ટીશ્યુ પેપર જોઈને એને થયું કે આ પણ કોઈ ખાવાની આઈટમ હશે.
તે લઈને મોઢામાં મૂકવા જતો હતો ત્યાં બકુડીએ રાડ પાડી. એ ખાતા નહીં, હાવ મોળું સે...

* એક ભાઈએ છાપામાં ટચૂકડી એક જાહેરાત આપી કે, રેતી ના હોય તો સંપર્ક કરો. આ વાંચીને....
ભૂરાએ ફોન કરીને કીધું કે,
હા, મારે બબ્બે મહિને પિયર ચાલી જાય છે....
માંડ ઈ ભાઈને સમજાવ્યું કે એમ રેતી નહીં, મકાન બાંધકામમાં રેતી ના હોય તો સંપર્ક કરો.

* * *

* ગણિતના શિક્ષક સ્ટાફ રૂમમાં બેસીને ખાલી ડબ્બામાં રોટલી ડૂબાવીને ખાતા હતા....
તે જોઈને ગુજરાતીના શિક્ષક બોલ્યા, “અલ્યા ડબ્બામાં શાક તો નથી.”
ગણિતના શિક્ષક : અમે શાકને × (એકસ) ધારેલ છે.

* * *

* ટીચર : આ પક્ષીના પગ જોઈને તેનું નામ લખો.
પપ્પુ : મને નથી ખબર.
ટીચર : તું ફેઈલ. તારું નામ શું છે?
પપ્પુ : મારા પગ જોઈને લખી લો.

* * *

* હજી તો હું વિચારતો હતો કે, કોઈના જવાથી કોઈ કામ અટકતું નથી... ત્યાં તો લાઈટ જતી રહી...

# આ **ફળો** ખાવાથી અનેક **રોગો**થી **બચી શકાય** છે...



ડૉ. સાગર આર. ગોસાઈ
જામનગર

**૧. કેળા :**

કેળા ખાવાથી શરીરને કેલ્શિયમ મળે છે. ૧ કેળામાં ૬ મિ.ગ્રા. કેલ્શિયમ હોય છે.

**૨. સફરજન :**

તેમાં એન્ટિઓકિસડન્ટ અને પેકિટન નામનું ફાઈબર હોય છે. જે કોલેસ્ટ્રોલ ઘટાડે છે અને હાર્ટ ડીસીઝથી બચાવે છે.

**૩. દ્રાક્ષ :**

તેમાં વિટામિન-સી, આયર્ન, ગ્લુકોઝ, સાઈટ્રિક એસિડ અને મેગ્નેશિયમ હોય છે તેમાં રહેલા મિનરલ્સ ડીહાઈડ્રેશનથી બચાવે છે.

કેન્સર, ડાયાબિટીસ, ટીબી અને બ્લડ ઈન્ફેકશન સામે રક્ષણ આપે છે.

**૪. શક્કર ટેટી :**

તેમાં ૯૫% પાણીની સાથે વિટામિન્સ અને મિનરલ્સ હોય છે. જે પાચન સુધારે છે અને ડીહાઈડ્રેશનથી બચાવે છે.

કેન્સર, હાર્ટ, કીડની અને સ્કિન પ્રોબ્લેમમાં ફાયદાકારક છે.

**૫. જામફળ :**

જો તમે થોડાક ઓછા પાકેલા જામફળને વચ્ચેથી કાપીને તેમાં મીઠું નાખીને તેને અગ્નિ પર પકાવીને ખાવો છો તો તેનાથી જૂની ખાંસીની સમસ્યાઓ પણ દૂર થઈ જાય છે.

**૬. કેરી :**

તેમાં ફાયબર, પોટેશિયમ, આયર્ન, બીટા કેરોટિન, વિટામિન-એ અને સી હોય છે. ઠંડી કેરી ખાવાથી શરીરને ઠંડક મળે છે.

ડાયાબિટીસના દર્દીઓને કેરી ખાવી નહીં.

# **લોકો** તેમની **સાચી શક્તિ**ને જાણતા નથી.



## The **People** Don't Know Their **True Power**.



દશનામ
સરક્યુલર

# આભાર

ૐ નમો નારાયણ,

અત્યંત આનંદની લાગણી સાથે આ **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનનો **ઓગષ્ટ–૨૦૨૩**નો **૧૪મો** અંક આપની સમક્ષ રજૂ કરું છું.

મને આશા છે કે આ અંક પણ આપને જરૂર ગમશે અને ઉપયોગી થશે. અગર આપ એવું ઈચ્છતા હો કે આ અંક આપણા સમાજના દરેક પરિવાર, સભ્ય સુધી પહોંચે, તો આપ આપના સગા-સ્નેહીજનો-મિત્રોના ગ્રુપમાં પણ જરૂર શેર કરજો.

**'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનમાં સંકલિત કરેલી કેટલીક ઉપયોગી માહિતી સોશિયલ મિડીયાના માધ્યમથી આપણા સમાજની દરેક વ્યકિત, પરિવાર સુધી પહોંચે અને ઉપયોગી થાય એવો અમારો આ નમ્ર પ્રયાસ છે. આ ઈ-મેગેઝિનનો અંક દર અંગ્રેજી મહિનાના પ્રથમ સપ્તાહમાં પ્રસિદ્ધ થાય છે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનને હજુ પણ શ્રેષ્ઠતમ બનાવવા આપના સૂચનો આવકાર્ય છે.

આ અંક માટે આપનો અભિપ્રાય અમને **વોટ્સએપ, ટેલિગ્રામ** અથવા **ઈ–મેલ** પર જરૂર મોકલશો, આપનો અભિપ્રાય અમારો ઉત્સાહ વધારશે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના આગળના દરેક અંક આપ અમારી ટેલિગ્રામ ચેનલ :

**"DASHNAM Circular"**
**Telegram** Channel Link :
**https://t.me/dashnamcircular**

**WhatsApp** Group Link :
**https://chat.whatsapp.com/JetVbaUVzpFLD610IGk9hc**

પરથી દરેક અંક વિનામુલ્યે પ્રાપ્ત કરી શકો છો.

આપના આશીર્વાદ અને સાથ સહકાર મળતા રહે એવી અપેક્ષા સહ...
**ૐ નમો નારાયણ...**

- લલિતપુરી આર. ગોસ્વામી

# સાદર અર્પણ...

અમારામાં સંસ્કારો અને આવડતોનું સિંચન કરનાર
અમારાં માતા-પિતાને...

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।



**પૂ. પિતાશ્રી રામપુરી નારણપુરી ગોસ્વામી • પૂ. માતુશ્રી જમનાબેન રામપુરી ગોસ્વામી**

શ્રી પિતામ્બરપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. અરૂણાબેન પિતામ્બરપુરી ગોસ્વામી
શ્રી શશીપુરી પિતામ્બરપુરી ગોસ્વામી - અ.સૌ. હેમાલીબેન શશીપુરી ગોસ્વામી
અર્પિતા
કુશકુમારપુરી પિતામ્બરપુરી ગોસ્વામી

•

શ્રી ધનસુખપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. પુષ્પાબેન ધનસુખપુરી ગોસ્વામી
સુરજપુરી - દર્શનપુરી

•

શ્રી લલિતપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. ભારતીબેન લલિતપુરી ગોસ્વામી
તન્વી - મંથનપુરી
( રબારીકા - જામજોધપુર / સુરત )